॥શ્રી રણછોડ રાયકી જે॥

# હરી ભજન

## માળા

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બચુભાઇ છોટુભાઇ તવાડી

બાલાજી રોડ—સુરત

આવૃત્તિ ૧ લી. [illegible]૦૦૦

સુરત બાનરાપુરી ભાગળ પગથીઆ શેરીને
નાકે "શ્રી લક્ષ્મી પ્રીન્ટીંગ પ્રેસમાં"
હીરાલાલ ચંદુલાલ ત્રીવેદીએ છાપી

કીંમત. ૦—૧—૦

॥ શ્રી ગણેશાય નમઃ ॥

# હરિભજન માળા.



શ્રી રણછોડ રાયજી જે

—o—

શ્રી ગણેશ શારદાને પાય, પરણાવું હારે ગુરૂસંતને શીશ નમાવું.
સંત સભા દેખી મન થયું લીંન
ધનરે છોટમ કહે ધન આ દીન
ભજન કરી ભવપાર ઉતરીએ
હરિના ચરણ કમળ ચીત ધરીએ
દંડવત પ્રણામ મારા રાય રણછોડને
દંડવત પ્રણામ મારા સંત હરિ જનને

—o—

રામનામ લાડવારે દુધ સાકરથી મીઠડા
સંસારીને મન ઝીકડા રે હરિજનને મન મીઠડા
પગ આલ્યા રે તને દેવદરસન કરવા
નહીંતર થાંભલા જેવા રે—રામનામ.
હાથ આલ્યા તને હરિપુજન કરવા
નહીંતર વાંસડા સરખા રે—રામનામ
આંખ આલી તને હરિ નિરખવા

નહીકર કાચબા સરખા રે—રામનામ
નાક આલ્યુરે તને વાસના લેવા
નહીંકર નળીઆ સરખુ રે—રામનામ
કાન આલ્યા તને હરિ કથા સાંભળવા
નહીકર સુપડા સરખા રે—રામનામ
મસ્તક આલ્યુ તને દેવને નમાવા
નહીકર ટોલલા સરખુ રે—રામનામ
જીભ આલી તને હરિગુણ ગાવા
નહીકર ચામડા સરખી રે—રામનામ

હુન્ડી

મારી હુંડી સ્વીકારે રે સાંમળા ગીરધારી
મારી હુંડી સામળીઆને હાથ રે સામળા ગીરધારી
રાણાજીએ હઠ કરીને મીરા કેરે કાજ
જેરના પ્યાલા મોકલ્યા કે વાલો જેરનો જાણકાર રે—સા૦
મોટા સ્તંભ થકી પ્રભુ પ્રગટીઆને ધરી નરસિંહ રુપ
પ્રલ્હાદને ઉગારીઆરે વાલે માર્યો હિરણ્યાકશ્પ ભુપ રે—સા૦
ગજને ડાલે ઉગારીઓ ને સુદામાની ભાંગી ભુખ
દોહલીવેળાએ મારા વાલામારે તમે ભકતોને આપ્યાઘણા સુખરે
સા૦

પાંડવની પ્રતિજ્ઞા પાળી વળી દ્રૌપદીના પુર્યા ચીર
નરસિંહ મહેતાની હુંડી સીકારજો રે તમે સુભદ્રા બાઇના વીરરે
સા૦

આડા ત્રણુસો તીરથવાસીને રુપીઆ દેશો સાથ
વેલા પધારજો દ્વારકા રે
મારે ગોમતી નાયાની ઘણી ખાંત રે—આ૦
તીરથવાસી સઉચાલી વલી આવ્યા નગરની માંહી
આ શહેરમાં એવું કોણુ છે રે, જેનું શામળશા એવું નામ છે રે
—આ૦

નથી બ્રાહ્મણુ નથી વાણીઓ, નથી ચારણુ અને ભાટ
લોકો કરે છે ઠેકડારે, નથી સામળશાશેઠ એવું નામ રે—આ૦

## પંદર તીથીનો ગરબો

સખી પડવેતે પુરણુ ધર્મ જે કોઈ જાણે
હ્રદીયામાં શ્રી રણુછોડ રાય વેદ વખાણે
સખી બીજે બોડાણુાના બોલ બોલે એવા
રાખશો તો રહેશો તોલ ઉપજે એવા
સખી ત્રીજે તુલસીજીના વન પ્રભુજીને પ્યારા
હાથમાં વાવ્યા હરિના જન શોભે સાર
સખી ચોથે ચાલ્યા જાય વલભી વાટેરે
જે ઠેકાણે ઠાકોર મળવા માટે રે
સખી પાચમે પડીઆ પંથ
તડકા તનમાં હરીની સેવા કરે સાધુ સંત મારા મનમાં
સખી છઠે છબીલાજી અંધ છાપા ગણીના ધરીઆ
મારે વાલે કરી છે મેર હવે મન ઠરીઆ રે

સખી સાતમે સુંદીર શામ મોહન મળીઆ રે
હુંતો આવીશ તમારે ધામ ફેરા ફરીઆરે
સખી આઠમે જોડી બેલ બહવતા બેઠા
પુર્વ દશાએ કરી મહેર પંથમાં પેઠા
સખી નોમે નમનતાજી નાથ રેણી રાખે રે
સેવક સુતા કાંગીમાંય હરી રથ હાંકો
સખી દશમે આવ્યા સાંદાર અરજી અસીયા
તે ઠેકાંણુ ઠાકોર વાલો મારા વસીયા
સખી એકાદશી અપવાશ હુ ધરેરી ઘેરયા રે
મધરાતે આવ્યા મહારાજ એરણ હેરયા રે
સખી બારસે બંધ્યા બંધ સેવક સામા રે
સોનું તો સવા વાલ પુંજામાં એક પામ્યા રે
સખી તેરસે ગુગરી ઘેર ગયા
મારે વાલે કરી છે મેર રસીયાજી રહ્યા
સખી ચઉદસે ચરણા અમરીત પ્રેમ શું પીધા રે
અણુભાવીતા અમરીત લઇ આ તેણો લીધારે
સખી પુનેમ પૂજા સોભા થાળ સારી રે
દુનીઆ દરશન કરવા જાય નર ને નારી રે
સખી પંદરે તથી આઠવાર જે કોઇ ગાશે રે
તેને શ્રી દ્વારકાના નાથ પરસન થાશે રે

—(૦)—

## ૫

### અંગરખું.

અંગરખુ એક તારૂરે બનાવ્યું બહુ જુક્તે કરી
દેવ અનેક ઉપાશીઆ, નવ આવ્યો છેડ.
શાસ્ત્ર તણો સાગર મથી, જોયા વેદ પુરાણ,
હરીથી બીજા કોઇ નથી, અંતે નીરધાણ,
ગીતનાગો દરજી ડાયોરે, કીધી છે બહુ કારીગરી
બારીક કામ બહુ જીણું કર્યું ઉપર તર્યાં છે તાર
લોકા તો નજરે ના આવેરે, દેખોરે સર્વે સુરત ધરી
ભાતજ પાડી ને દોરી નાખી બખીઆ છે વરી બહુ
કમર પટો કોઠો ને કોણી પોચેથી પાની પરમાણ
તેમાં કરચલી કંઇ નથી આપી સીવનારા ચતુરસુજાણ
પરમાણું કેવું લીધુરે બેસતુ છે બરોબરી—અંગરખું
અંગરખું ખુબ બનાવ્યુ પુરણ પ્રેમ પ્રકાસ
શીવતા થયાં છે નવમાસ રાયરણછોડનેરે
પેરાવ્યું પ્રભુએ ખરા ખરી—અંગરખું



મને કૃષ્ણ જોયાના કોડ સહિયર ચાલોરે
ઉમીયાજીને લાગવું પાય હરિવર ચાલોરે
દેરે દેરે દીવા કરૂં ને પુંજું શંકરદેવ
સારૂઆેવર પામવારે શંભુ કરૂં તમારી સેવ

વીજળડી ચમકા કરેરે ઝરમર વરસે મેહ
જાઉં તો ભીંજે મારી ચુંદડી નહિ જાઉ તો તુટેરે સ્નેહ
સઇયર ચાલોરે—ઉમીયા
કોયલડી ટઉકા કરે ને વનમાં બે લે મોર
શબ્દ લાગે સોયામણો એવી રાત બની ગમગોર-સઇયર
સઇયર ચાલોરે ગોકુળની ગોવાલણી
હીંડે મલપતી ચાલ તેના મુખડાને મોહિ રહ્યા છો.
એનું મુખડું લાલગુલાલ—સ.
કારી ગંડીને કાંઠેરે નાતા નીરમલ નીર
વસ્ત્ર વીઠલો હરિ ગયો મારા શાને ઢાંકું શરીર—સ૦
કોઇ ગાય શીખેને સાંભળે રાધાજીનો રાસ
તે નરનાર વઇકુંઠ પામશેરે

—(૦)—

એવારે એવા અમે એવારે એવા તમો કહો છો વળી તેવાંરે
ભકતી કરતાં ભ્રષ્ટ કહે સો તોય કરશું હામો હરની
સેવારે—એવારે
જેનું મન જે સથે બંધાણું પહેલું હતું ઘર રાતુરે;
હવે થયું છે હરી રસમાતુ ઘેર ઘેર હીંડે છે ગાતુરે-એવારે
સઘળા સાથમાં હું એ ભુંડો, ભુંડાથી વળી ભુંડારે,
તમારે મનમાનેતે કહેજો, નેહલાગ્યો છે મન ઉંડારે-એવારે
કર્મ ધરમની વાત છે જેટલી તે તુજ ને નવ ભાવેરે,

સઘળાપદારથ જેથકી પામે, શ્રીપ્રભુની તોલેના આવેરે-એવારે
હળવા કરમનો હું નરસૈંયો, મુજને તો વૈષ્ણવ વાહાલારે
હરિજનથી જે અંતરગણુસે, તેના ફોગટફેરા ઠાલા-એવારે
મારા રંગીલા રણુછોડ મારે ઘેર આવો રે
મીઠી મોરલી વાલા મારાજરે મારે ઘેર આવો રે
મારા રઢીયાળા રણુછોડ મારે ઘેર આવો રે
કુબેર કલાણુની જોડરે મારે ઘેર આવો રે
મારા રૂપાળા રણછોડ મારે ઘેર આવો રે
મારા દયાળુ રાય રણુછોડ મારે ઘેર આવો રે
વાલા પુરજો મારી આશરે મારે ઘેર આવો રે
મને જાણી પોતાનો દાસરે મારે ઘેર આવો રે
સેવક જાણીને સન્મૂખ રેજો મને રંકને દરશન દેજો-મારા૦



રાગ વેળાવર

હૃદયે વશ્યા મારા નાથજી, જેનું અવિચળ નામ;
ચાર પદારથ પામીએ, આપે અવિચળ ધામ,
ઘટઘટમાં વ્યાપી રહ્યા, પરી પુરણુ બ્રહ્મ;
જનમ મરણુ જરા નહી, નહી ત્રીવીધી કર્મ,
કાળતણો મહાકાળ જે, હતો દેવનો દેવ;
ખટદરશન જેને ભજે, કરે શુરનર સેવ.

તે હરીને કેમ વીસરૂં, જે છે જગદાધાર
સનકાદીકને ગાંડા પડયા, વેદ પામે નપાર.
લક્ષ ચોરાશીમાં રવડયા, મળ્યો માનવ દેહ;
મન માન્યું અવિનાશી શું, થયું નીમેષ્જી મન,
કહે ગોપાળ પાવન થયો તેનું જીવતર ધન્ય

## પ્રભાતીયું

હરી હરી રટણ કર કઠણ કળી કાળમાં દામ બેસે નહી કામ સરશે;
ભકત આધીનએ શામ સુંદર સદા, તે તારા કારજ સિદ્ધ કરશે.
અલ્પ સુખ સારૂં શું મુઢ ફુલ્યો ફરે, શીશ પર કાળદંત કરડે,
પામર પલકની સુઝને નહી, મુંઢ શું જોઇને મુછ મરડે—હરિ
પ્રૌઢ ફરી બુદ્ધિ પાછી ફરી, પરહરી થઈ હંકાવે વળાવે
ઈશને ઈરસા છે નહી જીવપર, આપને અવગુણે રહ્યો રે અળગો
પરપંચ પરહરો સાર રૂદીયે ધરો, ઉચરો હરિ મુખે અચળ વાણી
નરસઈયા હરિતણી ભકિત ભુમિશમાં, ભકિત વિના બીજું ધુળધાણી—હરિહર

## ધ્યાન ધરવા વિષે.

ધ્યાન ધર ધ્યાનધર નંદનાકુંવરનું જેથકી અખીલ આનંદ પામે
અષ્ટ મહાસિદ્ધિ તે બ્હાર ઉભી રહે, દેહનાં દુકૃત તે દૂર પામે
—ધ્યાન ધર૦
મોરના પીંછનો મુગટ મસ્તકધરે, કુંડળ મકરાકૃત શ્રવણ...

તિલવટ તીલક વે સુગંધ કેસર તણું, કંઠે મુક્તાફળ હાર ઝળકે
—ધ્યાન ધર૦

પિતાંમર પટકટ કસીને ચીર છે, લલીત ત્રિભંગે વેણુ વાયે;
કદમના વૃક્ષ તળે રાધિકા રસ ભરી, હરજીને અંગ આગ્રયે
—ધ્યાન ધર૦

મોરલીની ધુનીસુણી વનીતા વ્યાકુળથઇ, ગોપીકા કેરા વરંદ ધાવે
નરસંયાને મન આનંદ અતિઘણો, પુષ્પ મુકુટ રૂપ લેઇ વધાવે
—ધ્યાન ધર૦

—o—

કોણ આગળ જઇ વીનવું વીઠલા, શ્રી પતી લાજ રાખોને મારી
દ્રોપદીલાજને કાજ આવ્યા હરી, દુઃખપામી નહિ દાસીનારી મુરારી
પ્રગટ થાઓ પ્રભુ મુરળીયા નરસૈયા નાથ એવું બરદ કહાવો
એવાનું સંકટ ટાળીએ ત્રીકમા, તો તમે નાથજી
ભલારે ભાવે—કોણ

લોક દેખે સહુ દુઃખદે છે બહુ, મંડલીક મદ ભર્યો મુંડ પાપી
નરસૈયાના સ્વામી જમઘટે તેમા કરો,
લાજ રાખી નાંખો બંધ કાપી—કોણ

ધન ધન શ્રી ગોકુળ ગામ અતિ રળીયામણારે
જ્યાંએ દીઠા શ્રી પરશોતમનાથ, જમણજીમાં જીલતા
ચાંલા થતારે ઉઠારેનીર ગોપીઓને મન ગમતારે
બાલા હણાવે ઉંડા નીર ભીજે મારે ચુડલા

વાલા બોલે મધુરા બોલ મુખડેથી મોતીડા ઝરે

સુખ દુઃખ મનમાં ન આણીએ, ઘટ સાથે રે ઘડીઆ,
ટાળ્યા તે કોઈના ના ટળે, રઘુનાથનાં જડીઆ- સુખ દુઃખ ૧
નળરાજા સરખો નર નહિ જેની દમયંતિ રાણી;
અર્ધે વસ્ત્રે વનમાં ભમ્યા, ન મળ્યા અન્ન ને પાણી—સુખદુઃખ ૨
પંચ પાંડવ સરખા બંધવા, જેને દ્રૌપદી રાણી;
બાર વરસ વને ભોગવ્યા નયણે નિંદ્રા ન આણી;—સુખદુઃખ ૩
સીતાજી સરખી સતી નહિ, જેને રામચંદ્રજી સ્વામી;
રાવણ તેને હરી ગયો, સતી મહા દુઃખ પામી;-સુખ દુઃખ ૪
રાવણ સરખો રાજીયો, જેને મંદોદરી રાણી;
દશ મસ્તક છેદાઈ ગયા, બધી લંકા લુંટાણી; સુખ દુઃખ ૫
હરિશ્ચંદ્રરાય સતવાદીયો, તારા લોચન રાણી,
તેને વિપત્તિ પડી ઘણી, ભરીયા નીચ ઘેર પાણી;—સુખદુઃખ ૬
સગાળશા શેઠ વેપારી, એક ચંગાવતી રાણી,
કુંવર કેલઈયો વધેરીઓ, નયણે ન આણ્યા પાણી.—સુખદુઃખ ૭
શિવજી સરખા સતી નહિ, જેને પારવતિ રાણી.
ભોળવાયા ભીલડી થકી, તપમાં ખામી આણી;- સુખદુઃખ ૮
હનુમાન સરખો મહાજતી. જેને વજર કછોટી;
આપશું તું રાજ આપણે, આપ્યો તેણે કચોટો;—સુખદુઃખ ૯
દુઃખ પડ્યું સર્વે દેવને, સમરથા અંતરયામી;
ભક્તવત્સલ સુખડો, કહેતા નરસૈંઆનો સ્વામી;—સુખદુઃખ ૧૦

૧૨૨૬૮



રાગ ગરબીનો

ઓછવની રે પ્યારી કેશવની, આજ એકાદશી ઓછવની ।।ટેક।।
કોટીક ગો કેશ દાન કરે પણ, નહિ આવે એના તોલ તણી,
।।આજ।। ૧.

મંગળ રૂપ સદા સુખકારી, તારીસમા મને તું ભાવની,
।।આજ।। ૨.

વચન પ્રમાણે કરે જન જેના, વીધી બનાવી વઈકુંઠવની,
।।આજ।। ૩.

બ્રહ્માનંદ કહે હરિવર નીરખી, એમ આજ્ઞા સ્વામી ઓધવ ૪.
।।આજ।।ની

રાગ ઉપરનો.

અરખઅતીને ભેટયા કૃષ્ણ પતિ, આજ એકાદશી અરખ અતી
।।ટેક।।

મનરેમોહન મારે મંદીરે પધારો, આસક થઈ હું તો સુરણપતિ,
।।આજ।। ૧.

પીતાંબર આભુષણ પેરી, આવ્યા વહાલો હંસ ગતી,
।।આજ।। ૨.

પુરસોતમ પૂરણ વર પામી, આમી ન રહી મારે એકરતિ.
।।આજ।। ૩.

બ્રહ્માનંદ કહે હરીવર વરીઆ, ચૌદ ભુવનમાં થઈ રે સતી,
।।આજ।। ૪.

નહિ વિસારૂં હરિ, અંતરમાંથી નહિ વિસારૂં હરિ

વંદ્રાવનને માર્ગે જતાં, અમુલેખ વસ્તુ જડી—અંતર ૧.

પીળા પીતાંબર જરકશી જામા, કેસરી તિલકધરી—અંતર ૨.

મોરમુગટ ને કાને કુંડળ મુખ પર મુરલી ધરી—અંતર ૩.

આવી પેર ગંગાઅને પેલીતેર ગોકુળ, વચમાં શ્રીજમના નરી.

—અંતર ૪

જળ જમના જળ ભરવા ગયા હું; શીરપર ગાગરી ધરી,

—અંતર ૫

બાઇ મીરા કહે પ્રભુ ગીરધરનાં ગુણ, વિઠ્ઠલ વરને વરી.

—અંતર ૬.



ઉભી રે આંગણા માંડે આ, જોને કોઇ આવશે મોરે—ટેક.

આછો સાળુ શીરપર ઓઢયો રંગ ભર્યો છે થોડે થોડે-આ જોને

ચરણમા નેપુર રૂમઝુમ બોલે, હીંડે છે વાંકે અંબોડે-આ જોને

સોનાની ઝારી જરસ અમારી, મોહીની ગંગા જળ જોને,

-આ જોને.

મહેતા નરસઇયાં ને પાણી પીવા મારો વાલોજી આવ્યા છે હીંડે

-આ જોને.

રાગ—પ્રભાત.

ઉઠ પ્રભાત સમરલે તું શ્રી ગણેશ દેવા, પ્રાતઃસમયે સમરલે

તું શ્રી ગણેશ દેવા,—ટેક

માતાજી પારવતી, પીતા શંકર દેવા,
નામ લેતાં વિગ્ન હરૈ, શફલ વાકી સેવા;-ઉઠ પ્રભાત ૧
એકદંત દયાવંત ચાર ભુજા ધારી;
મસ્તકે તો સિન્દુર સોહીએ, મુશકની સ્વારી ઉઠ પ્રભાત ૨
ચડને કે પાન ફુલ, ખાનેકુ મેવા
સકળ સૃષ્ટિ તુમકુ રટે, શંકર મહા દેવા, ઉઠ પ્રભાત ૩
અંગ સુદ્ધ બુદ્ધ બેનારી, ચમ્મર નિત્ય ઢાળે
નામ તમ હુરદંમ જે લીએ, તો સર્વ વિઘ્ન તું ટાળે ઉઠ પ્રભાત ૪
કનર થાળ મુક્તા માળ, જાય સહુ વારી
તાનસેન ગજાનંદ, આવન સુખ કારી ઉઠ પ્રભાત ૫

—o—

શ્રી અંબાજી અને બોચરાજી માતાની પ્રભાત સુસ્તુતી
ઉઠોને અંબિકા સહાય કરોને બોચરા, ભકતોને કારણે
આતુંધ ચૈતન્યધ મધ્ય માહેશ્વરી, તારૂણી ત્રીપુરા સુખદાઇ ઉ. ૧
જ્ઞાનમાં ધ્યાનમાં સઘળે વ્યાપી રહી, તારા રૂપપર જાઉ વારી
અંબા અકળીત છો કોઇ કળે નહી, કીર્તી ગાય છે દુનીયા સારી–ઉઠોને ૨
વીલંબ કર્યા થકી વાત પણ શોગીરી, જગતમા શક્તિને કોણ માને
જાગો વગે કરી દુઃખ સર્વે હરી, ભક્તિ સુધપાન સુજને તુ પાને–ઉઠને ૩

કળી કેરે કાળમાં શક્તિ છે તુ ખરી, ભક્તિની વાર કોણુ કરશે;
જગત જનતા તમો ઝાઝુમુખ શું કહું, તુજવિના દુઃખ
મારા કોણુ હરશે–ઉઠોને ૪
અવસર ચુકેથીમા રથ કાંઈ અવસરે, તાહરા ભક્તની લાજ જાશે
માહરે તો આશરો એક તારો સહી, નિત્ય ઉઠીને ગુણુ
કોણ ગાશે–ઉઠોને ૫
સિંહશુ અસ્વારી કરી ત્રિશુલ કરમાં ધરી, ચોસઠ જે ગણી
સંગેલા છે;
અલબેલી આજ આનંદ ઉરમાં ધરી નિજનો જાણી વેગે
આવે–ઉઠોને ૬
ભાવ ભક્તિ કરી લાલ ભટ વિનવે, મુજને દરશન આલો;
સત્ય વિશ્વાસ સંસારમાં તાહરો, ત્રીવીધ તાપનના ટાલો–ઉઠોને ૭
કોઈ દેખોને ગમખાય કે. ગમ ખાના ચીજ બડી હ;
ગમ ખાચી પ્રલ્હાદ પ્યારે. અસુર જન દુઃખ દેને હારે
એક બાણુમે બાલી મારે રઘુવર ને ન બચાયે કે–કોઈ દેખો ૧
છીનમે વીપત હરીકે, ગમ ખાઇ ધ્રુવ બાલ પણમે
ધ્યાન ધર, મધુવરકા વનમે. દર્શન દીયો હરી આયકે.
વાકી ઉનકી ધજા ખડી હે–કોઈ દેખો ૨
ગમ ખાઈ સુગ્રીવ પ્યારે, રૂપી પર્વત પર ગમ ધારે
જલે કુલનકી માલ પડી હૈ–કોઈ દેખો ૩

—o—

ભોજન કીજે ભાવતાં પકવાન મીઠાઈ, પેંડા, પતાસાંને
પુરીઓ, માલ પુડાં, દળ, દહીંતરાં રૂચી આવે તો લેજો
સીતળ જળ જમના તણું, પ્રભુ પ્રેમેરે પીજો.
બીડું બનાવું બાસટ પાનનું લક્ષ્મી વર લેજો.
પ્રીતમના સ્વામી સામળા, નીત દર્શન દેજો.

——(o)——

બોલમાં બોલમાં બોલમાં રે, રાધા કૃષ્ણ વિના બીજું બોલમા
પ્રેમની પ્રેમની પ્રેમની રે મને વાગી કટારી પ્રેમની,
જળ જમનાંમાં ભરવા ગયાતા હતી ગાગરમાંથે હેમની રે.
કાચા તે તાંતણે હરજીએ બાધી જેમ ખેંચે તેમ તેમની રે
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ શામની સુરત શુભ એમને

——(૦)——

લહેરાગી મને તારી અલ્યાજી, લહેલાગી મને તારી
કામ રાજ મુક્યું જે ધામ મુક્યું, મનમા ચાહુ છું મોરારી
અલ્યાજી,
ખભેછે કાંબળી ને હાથમાંછે વાંસળી, ગોકુળમાં ગાય ચારી ,,
સોળ સહસ્ત્ર ગોપીયે ને તમે વરીયા તોય તમે બાળ બ્રહ્મચારી
મીરા કહે પ્રભુ ગીરધરનાગર ચરણ કમળ બલિહારી અલ્યાજી,

——(o)——

કાલે પરણાવશુ ગોપી કુવરને કાલે પરણાવશું ગોપી.

લાજ મરજાદા સર્વે લોપી કુંવરને આલે પરણાવશું ગોપી,
કાળ કુંવર મારો ઘોડે ચડશે. માથે મુગટ આરોપી કુંવરને
સાથ કાજ્યારે મંદીર પધારસે મંદીર રહેસે ઓપી,
મીરાં કહે પ્રભુ ગીરધરના ગુણ લીલા વાઘાને પીળી ટોપી કુંવરને

---

સુખડાની માયા લાગી ; મોહન તારા સુખડાની.
સુખડું મેં જોયું તારૂં, સરવે જુઠું થયું મારૂં,
મન મારૂં રહ્યું ન્યારૂં રે. મોહન તારા (૧)
સંસારીનું સુખ એવું, ઝાંઝવાના નીર જેવું,
તેને તુચ્છ કરી ફરીયે રે, મોહન તારા (૨)
સંસારીનુ સુખ કાચું, પરણીને રંડાવુ પાછું
તેને ઘેર શીદ જઈએ રે મોહન તારી (૩)
પરણુતો પ્રીતમ પ્યારો અખંડ સૌભાગ્ય મારો.
રાંડવાનો ભો ટાળ્યો રે મોહન તારા (૪)
મીરાબાઈ બલિહારી આશા એક મને તારી
હવે હું તો બડભાગી રે મોહન તારા (૫)



# ધર્મ એટલે શું ?

(દોહરો)



દયાધર્મ કા મૂલ હૈ પાપ મુળ અભિમાન

તુલશી દયા ન છોડીયે જબ ઘટમેં હૈ પ્રાણ

**મુક્તિ**



સત્ય, પ્રેમ સમાનતા, સાધ્ય જે સાધુ

પ્રાણી માત્ર છે આત્મા, ભરખવનું ભણુ

**શાન્તિ**



મ્હેરબાની લાડી જે. વૈદ્યજીએ આ પ્રસંગના

છપાવીઆં ૨૭ છે ભજન સુણાવે કરી નામના